

# નિસ્યંદન



( ગુજરાતી કવિતાનું ઈ–સામયિક )

માર્ચ– ૨૦૧૩

વર્ષ – ૨ અંક – ૧ સળંગ અંક - ૭

તંત્રી - સંપાદક

**યોગેશ વૈદ્ય**

પરામર્શક

જનક દવે સાહિલ શશિકાંત ભટ્ટ 'શૈશવ' જિતુ પુરોહિત

આ અંકના ફોટોકલાકાર : માર્કુસ સ્ટડમન    અક્ષરાંકન : ભૂલોક દવે    લેઆઉટ : યોગેશ વૈદ્ય
ટેકનિકલ સહયોગ : હાર્દિક ભટ્ટ  દિનેશ વાઘેલા

## o 'નિસ્યંદન' વિશે

o મૂલત: ગુજરાતી કવિતાને વરેલું 'નિસ્યંદન' અન્ય ભાષાની કવિતા તેમજ અન્ય કળાઓને પણ સ્પર્શવા ધારે છે.

o લવાજમ – આપનો ઉમળકો અને આપની કાવ્યનિષ્ઠા

o નિસ્યંદન' આપના ઈ-મેઇલ આઇ.ડી. પર નિયમિત મેળવવા આટલું કરો : અમારી નવી વેબસાઈટ **http://yogish.co.in** પર જઈ 'નિસ્યંદન' નામક વિભાગમાં સાઈડબારમાં મૂકેલ 'નામાંકન પત્ર'માં વિગત ભરી submit કરો.
અથવા **https://docs.google.com/spreadsheet/embeddedform?formkey=dHRQTnYzLVI4YWZmNHpXVF9VS3R4cnc6MQ**
કડી પર **Ctrl+Click** કરો. ખૂલેલા ફોર્મમાં વિગત ભરી submit કરો.

o આપના સાહિત્યકાર મિત્રો તેમજ કાવ્યરસિક મિત્રોને 'નિસ્યંદન'ના નામાંકન માટે પ્રેરી 'નિસ્યંદન'ના પ્રસાર માટે મદદરૂપ થવા નમ્ર વિનંતી.

## o 'નિસ્યંદન' માટે આવકાર્ય છે

o અપ્રગટ મૌલિક કાવ્યરચનાઓ તથા કાવ્યાનુવાદ / મીમાંસા. કૃતિ સાથે સાહિત્યકારે પોતાનો ફોટોગ્રાફ પણ જોડવો.

o *અપ્રગટ રચનાઓ જ મોકલશો . બ્લોગ / વેબસાઇટ પર મુકાયેલી પ્રગટ રચનાઓ મોકલવી નહીં .*

o આપની આસપાસ / સંસ્થામાં બનતી સાહિત્યિક ઘટનાઓના સમાચાર / લઘુવૃત્તાંત ( ફોટોગ્રાફ તથા વીડિયો ક્લિપિંગ પણ મોકલી શકો. )

o આપના અંગત સંગ્રહમાંથી કાવ્યપઠનની ઑડિયો/વીડિયો ક્લિપિંગ.

o 'નિસ્યંદન'ના સુશોભન / મુખપૃષ્ઠ માટે આપના દ્વારા ઝિલાયેલા સુંદર ફોટોગ્રાફ / આપનાં બનાવેલાં ચિત્રો.

o પુસ્તક પરિચય માટે પુસ્તકની એક નકલ.

o *'નિસ્યંદન'માં પ્રગટ થતા વિચારોની જવાબદારી જે તે કવિ / લેખકની રહે છે.*

o કૃતિના સ્વીકાર / અસ્વીકારનો નિર્ણય એક માસમાં લઈ લેવાય છે.

## o અમને મળવાનાં ઠામ ઠેકાણાં :


o ટપાલી દ્વારા – યોગેશ વૈદ્ય, 'હૃદય કુંજ', યોગેશ્વર સોસાયટી, ૬૦ ફૂટ રોડ, વેરાવળ. ૩૬૨૨૬૫ (ગુજરાત) ભારત.

o ઇ-મેઇલ દ્વારા - mryogi62@gmail.com

o વેબસાઈટ http://yogish.co.in

o બ્લોગ http://yogesh-vaidya.blogspot.com


## * અનુક્રમ *

## o સંપાદકીય



હમણાં 21મી ફેબ્રુઆરીના રોજ માતૃભાષા દિવસ આવ્યો અને ગયો. આ નિમિત્તે કેટલાક વિચારો આવ્યા, પ્રશ્નો ઉદભવ્યા આપણી માતૃભાષા વિશે, આપણા સાહિત્ય વિષે - તે અહીં ઉતારું છું.

કવિ સતીશચન્દ્ર વ્યાસ 'શબ્દ' દ્વારા જાણ્યું કે બંગાળમાં આજે પણ રવીન્દ્રકવિતાની કોઈ સભા ભરાય છે ત્યારે કવિવર ત્યાં સાક્ષાત હાજર છે તેવી ભાવના સાથે મંચ પર એક સ્થાન ખાલી રાખવામાં આવે છે. એટલું જ નહીં કવિવર માટે વાણીકુમાર રચિત ત્રણ ગાન – રવીન્દ્રવંદના , રવીન્દ્રસ્તુતિ અને રવીન્દ્રપ્રશસ્તિ ગાવાનો પણ ત્યાં રિવાજ છે. આપણે ત્યાં કોઈ કવિને આ સન્માન ક્યારે મળશે ? જાહેર સ્થળો , સંસ્થાઓમાં કવિઓના ફોટા નજરે ચડે છે ક્યાંય ?

આપણે સહુ જાણીએ છીએ કે માત્ર કવિતા જ તેની લયાત્મકતા અને વ્યંજનાત્મક લાઘવને લઈને કોઈપણ ભાષાના વહન–વિસ્તરણ માટેનું એક પ્રબળ માધ્યમ બની રહેવાની શક્યતા ધરાવે છે. તે હાલરડું હોય કે પછી ખંડકાવ્ય હોય. તો, પ્રશ્ન થાય કે આપણી ગુજરાતી કવિતાનો વાચકવર્ગ કેવડોક છે ? જવાબ કડવો છે... કુલ ગુજરાતીભાષીઓનો માત્ર 3.5 % થી લઈને 5% સુધીનો વર્ગ જ તેની માતૃભાષાની કવિતા વાંચે છે ! અને તે પણ સત્તર વાડાઓમાંથી ટિપાઈને , વટલીને આવતી કવિતા ! આ અતિ પાતળા વાચકવર્ગમાં જ ઢબઢબીને રહી ગઈ છે આપણી સાહિત્યિક દુનિયા. સહુને પોતપોતાના પના પ્રમાણે વર્તુળો છે, પ્રકાશકો છે, વિવેચકો છે , વાહ વાહ છે, ભયોભયો છે ! આ ખોખલો વૈભવ આપણને કેમ કરીને પાલવે છે ? આપણા વાચકની ટકાવારી વધારવા આપણે કશું કરીએ છીએ ખરા ? ઊગી રહેલ વાચકપેઢીની રુચિ ઘડવા માટે પણ કંઈક વિચારવું ન જોઈએ ?

બદલી રહેલાં પ્રકાશન માધ્યમો પણ આપણાં ઘર સુધી આવી પહોંચ્યાં છે. આ નવાં માધ્યમોની સારી-માઠી અસરો વિષે પણ આ તકે સતર્ક થઈ જવું રહ્યું. આંખો બંધ કરી દેવાથી આવનાર આંધી ટળી જવાની નથી.

જ્યાં સુધી આપણાં ઘરોમાં આ ભાષા બોલાય છે, આ ભાષામાં સપનાં આવે છે, આ ભાષામાં હાલરડાં ગવાય છે, લગ્નગીતો, ભજનો, ગરબા ગવાય છે, આ ભાષા જીવતી તો રહેશે; પણ તેને ખરા અર્થમાં જીવંત, પરિવર્તનશીલ અને કાળજયી બનાવી રાખવા એક યોજનાબદ્ધ, વૈજ્ઞાનિક, વ્યાપક અને સર્વસ્વીકૃત અભિગમ સાથે કામ કરવાની જરૂરત છે જ છે.

અહીં પ્રશ્ન આવડતનો કે સાધનસંપન્નતાનો નથી; પ્રશ્ન સાચુકલા ભાષાપ્રેમનો અને તેની ખેવનાનો છે. અને આપણાં સાહિત્યિક પારિતોષિકોની સૂચિમાં ખેવના માટે કોઈ વિભાગ હોવાનું અમારી જાણમાં નથી.

**યોગેશ વૈદ્ય** **તારીખ : ૦૧ - 03 - ૨૦૧૩**



## 0 ઉધ્ધવગીત...

સૂરજની સાખે કહીએ કે નહીં ઝઘડીએ , બસ ?
માધવ સંગ મળાવો તો જીવવામાં લાગે કસ !

વેણ એકપણ નહીં ઉચરીએ , મૂંગાં મૂંગાં જોશું ;
બહુ થાશે તો નીચાં નયણે રોશું , કાજળ ધોશું !
તમે છૂટ દેશો તો, ઉધ્ધવ ! રાસ રચીશું રૂડો ;
લો, આગોતર ભેટરૂપ આ રત્ન મઢેલો ચૂડો !

કેવળ એક જ વાર કરીશું અમરતરુને સ્પર્શ 1
માધવ સંગ મળાવો તો જીવવામાં લાગે કસ !

દોષ અમોને દેશો ના જો અમને શ્યામ વળૂંભે ;
અમે ચૂમશું એને જ્યારે અમને માધવ ચૂમે !
માધવ વડલો, અમે ગોપીઓ જાણે કે વડવાઈ ;
તમે કોઈ લજ્જા-બજ્જાની દેતા નહીં દુહાઈ !

ઉધ્ધવ ! આખું જગ છે ખારું , માધવ અમૃતરસ !

સૂરજની સાખે કહીએ કે નહીં ઝઘડીએ , બસ ?
માધવ સંગ મળાવો તો જીવવામાં લાગે કસ !

**0 વીરુ પુરોહિત**







## 0 ઉધ્ધવગીત...

ઉધ્ધવજી ! શું તમે ગણો છો , પ્રેમ એટલે મોહ ?!

નિરુદ્દેશ વાદળીઓ વીંટાતી પર્વતને ;
એમ ગોપીઓ વીંટાઈ માધવ પ્રીતમને !
એક તત્ત્વ ગોકુળમાં , ઉધ્ધવ ! શોધી લાવો ;
જેની મજ્જા, રક્ત, અણુંમાં ના હો માવો !

મનસા-વાચા-કર્મ થકી ના કીધો શ્યામનો દ્રોહ !
ઉધ્ધવજી ! શું તમે ગણો છો , પ્રેમ એટલે મોહ ?!

શા કાજે આ વ્યર્થ વિતંડે જીવન ખર્ચો ?
તમે ખરા છો , ફૂલોનાં બંધારણ ચર્ચો !!
પ્રેમ મૂકીને , સૂર્ય-ચંદ્રને કાંટે પરખ્યું ;
નમી રહ્યું છે ગગન , ત્યારથી ક્ષિતિજે હરખ્યું !

સંશય ઊપજે : જ્ઞાનીનાં હ્રદયે ભર્યું શું લોહ ?
ઉધ્ધવજી ! શું તમે ગણો છો , પ્રેમ એટલે મોહ ?!

**0 વીરુ પુરોહિત**

## 0 ગઝલ

હું અસલ  રીતે અસલને પી ગયો.
જામમાં  ઘોળી  ગઝલને પી ગયો.

ભેદ પીવામાં કશો રાખ્યો નહીં
પી ગયો અમરત, ગરલને પી ગયો.

શું કહેવું દોસ્ત  તરસ્યા  સૂર્યને
એ  જગતભરનાં તરલને પી ગયો.

અંજલિ  પીધી  ન  પીધી  ડાયરે
ત્યાં  હું ખંગાળી ખરલને પી ગયો.

ભરબપોરે   ગટગટાવ્યાં ઝાંઝવાં
ને સવારે 'રાજ' વલને પી ગયો.

**0 'રાજ ' લખતરવી**







## 0 ગઝલ

વિશ્વ આખામાં તરત છાઈ ગયો.
શબ્દ એવો કંઈ  પ્રયોજાઈ ગયો.

જોતજોતામાં  એ  ચર્ચાઈ  ગયો.
શબ્દ આંખોથી જે બોલાઈ ગયો.

એ  ન  સમજાયો  કદી  સંસારને
જેને  તારો  ભેદ  સમજાઈ ગયો.

મૂલ્ય આંકી ના શકી દુનિયા ખરું
પાણીના  ભાવે  હું  વેચાઈ  ગયો.

મ્હેક  તારા  સ્પર્શની  એમાં  હતી
બંધ  આંખે  પત્ર  પરખાઈ  ગયો.

શ્વાસ માટે છે સમજ બસ આટલી
એ  હતો  વાયુ  અને  વાઈ  ગયો.

'રાજ' આ ઘરની સભામાં શી શરમ ?
આવડ્યું  એવું  અહીં  ગાઈ  ગયો.

**0 'રાજ ' લખતરવી**



## 0 તે

તે
પહેલાં
નાનકડી સોનેરી માછલી  હતી
પછી ઊડઊડ  પીળું પતંગિયું
પછી રૂમઝૂમતી શ્વેત પરી
પછી ગુલાબી છોકરી
ઝિલાય એટલી ઝીલી મનમાં
પણ સરી ગઈ ....
તેને શોધી
નદીઓમાં ગુલાબવાટિકામાં
ચંદ્રના ચહેરામાં હરણના ઝૂંડ જેવા
છોકરાઓમાં
ના જ  મળી

................
નગરમાં ગયો
થાકી એક ઘર પાસે બેઠો
દેવદૂત જેવા  ઝભ્ભાધારી
એક પુરુષે કહ્યું :
તે ભૂલથી
સીસમ જેવા એક પુરુષને
સ્પર્શી ગઈ
પછી એ સ્રી થઈ ગઈ ....
હવે કેમ શોધું
એ
સોનેરી માછલી
પીળું પતંગિયું
શ્વેત પરી
અને ગુલાબી છોકરી!

**0 મહેન્દ્ર જોષી**



## 0 અંતિમ ક્રીડા

તને જોયો નથી
પણ
સાંભળ્યું  છે
તારે હજારો કાન છે ....
તો સાંભળ
મારે પણ તને એક વાત કહેવી છે
ના, ફૂલો તારા કે ચંદ્રની નહિ
નદી દરિયો પહાડ
રણ રેતી મૃગજળની નહિ
મલયાનિલ મેઘધનુષ્ય કે
મંદાકિનીની નહિ
ના નથી જ કહેવી તારા અહોભાવની વાત
સાંભળે છે ને ?
તેં ક્રીડા ખાતર સર્જ્યાં
પૃથ્વી પર પારણાંઘર જેવાં
અઢળક આશ્ચર્યો ...
ભલે રહ્યાં ...
બહુ થયું હવે ..
એક અંતિમ ક્રીડા કરી લે
વિખેરી નાખ અમે સર્જેલાં રૂપાળાં નર્કો..........
ફરી અમને આદિમ સૃષ્ટિમાં લઈ જા ............

**0 મહેન્દ્ર જોષી**

## O સંવેદન



શબ્દ એક પગથિયું છે કાવ્યસીડીનું.
એક અંકોડો છે ભાવ-સાંકળનો.
શબ્દ એક સંકેત છે
સાવ શમી રહી
વળી ઊભરતો નવીન સ્પંદમાં.

શબ્દ એક વિરામ છે
શરૂઆત પહેલાંનો.
શબ્દ એક તંતુ છે
અનેક આરંભોની આરપાર લંબાતો
વિલસતો રૂપ-રમણામાં.

કાવ્ય માણી લીધાં પછી
કોઈ એમ નથી વિચારતું કે
કવિતાની ઊંચાઈ એટલે શું ?
તમામ ઉચ્ચાવચતાઓનો લોપ સધાય છે
સંવેદનોનાં અંતરિક્ષમાં.

શબ્દોનો ઘુઘવાટ શમી રહ્યા પછી
વારે વારે કાંઠાને ભીંજવતી વાછંટમાં
છંટાતું રહે ફરી ફરી સંવેદન
મૂક સંપ્રાપ્તિમાં ફિણાતું.



O રમણીક અગ્રાવત



## O ગઝલ

ગઝલ લખ્યાની ઘટના પથ્થર દળવા જેવી લાગી
સોમાંથી એકાદી ચંદન ઘસવા જેવી લાગી

જીવવા જેવી લાગી કે ના મરવા જેવી લાગી
અમને તો આ દુનિયા કેવળ ફરવા જેવી લાગી

આગળ ધોરી રસ્તો મળશે એવી આશા જાગી
જ્યારે કોઈ કેડી પાછું વળવા જેવી લાગી

એને જોઈ બીજો કોઈ વિચાર સુધ્ધાં ના'વે
મુશ્કેલીઓ કેવળ સામે પડવા જેવી લાગી

એની પાસે જઈને સ્નેહી 'પ્રેમ કરી લો' બોલ્યા
જેને નરસિંહની વાતો પણ હસવા જેવી લાગી



O સ્નેહી પરમાર

## 0 હરિ નજરુંની ઓઢાડે શાલ



હરિ નજરુંની ઓઢાડે શાલ
બીજા અકરામના અભરખા ક્યાં મારે ? એ નીરખે કે થઈ જાઉં ન્યાલ
હરિ નજરુંની ઓઢાડે શાલ

સોંસરવો માંહ્યલાને વીંધીને જાય એની મીઠી નજરોનો પ્રણિપાત
મ્હેક જેમ મારામાં ફૂટે પ્રકાશ થતી આંખોથી આલોકિત જાત
ઊર્ધ્વમૂલ અધઃશાખ ઊગ્યો અશ્વત્થ
મને કિરણોનો આવ્યો છે ફાલ

સ્પર્શી જ્યાં નજરો ત્યાં રશ્મિના કૂપ રોમરોમે થયા છે ઝળાંહળા
અથરી આંખ્યુંથી મેં ભરી-ભરી પીધાં છે હરિવરનાં તેજોમય તાંસળાં
ઘેરી વળ્યું છે મને સાવ ત્વચા જેમ
એનું અણદીઠું અઢળક વહાલ

0 ડૉ. નીરજ મહેતા



## 0 હિંગોળગઢ



અહીં ક્યાં છે કૈં વિસ્મયવછોયું ?
તાજા વરસાદ પછી બાવળના કાંટા પર
જળબિંદુ ઊગેલું જોયું

મોરલા ને દૈયડના ટૌકાઓ ઊડીને આવ્યાં ને કાન નીચે બેઠાં
પગલાં ચિંકારાના જોતાં ક્યાં પહોંચ્યા એ નજરુંને નો'તા ર્યા નેઠાં
જંગલની કેડીએ ઊગેલાં ફૂબાનાં ફૂલો પર અંતર આ મોહ્યું
અહીં ક્યાં છે કૈં વિસ્મયવછોયું ?

ખાટાં 'ને તૂરાં કચેળાંનો સ્વાદ ફરી જીભ ઉપર ઓચિંતો ઊગ્યો
આંખોની ડાળ ફરી બેઠા પતરંગા 'ને જીવ ફરી જંગલમાં પૂગ્યો
કારણમાં એવું કે અમથું આ ઘાસ જરી જોયું 'ને દેહભાન ખોયું
અહીં ક્યાં છે કૈં વિસ્મયવછોયું ?

0 ડૉ. નીરજ મહેતા

## 0 સુગંધ

હવાના  વરદહસ્ત  સઘળું  લૂંટાવી
સુગંધોએ  ચોમેર  સત્તા  જમાવી

સુગંધિત અવસ્થાએ પકડાવી પાડ્યો
હું નીકળ્યો’તો  ફૂલોની નજરો ચુકાવી

અહીં છેક રણમાં ફૂલો  હોય ક્યાંથી
ફૂલો યાદ આવ્યાં  અને ગંધ આવી

બધિર-અંધ  માણસ  દિવાળી મનાવે
ફટાકાની  ખુશ્બૂ નજીક  શ્વાસ  લાવી

ગઝલથી બીજું કંઈ બન્યું નહિ, તો કંઈ નહિ
હવાની  સમસ્યા તો  હળવી  બનાવી





## 0 ફાગણ ગઝલ

ફાગણને  જે રંગમઢેલી સુગંધ સાથે નિસબત
એ સુગંધને  આંગણથી લઈ દિગંત સાથે નિસબત

ફાગણમાં જો કોઈ કહે કે ગરીબ છું તો ખોટું
ફાગણને છલકાતા  દિલના  શ્રીમંત સાથે નિસબત

જે કો’ આવ્યું એને રંગો એ જ પળે દઈ દીધા
ફાગણને કો’ ભેદ વગરના પ્રબંધ સાથે નિસબત

પિચકારી તો છેક શરદની રંગોળી થઈ રેલે
ફાગણને છો જણાય કેવળ વસંત સાથે નિસબત

રંગ-ગંધથી સ્તબ્ધ બનેલી કલમ ભલેને અટકી
ફાગણને ક્યાં નિશાળિયા કો’ નિબંધ સાથે નિસબત

**0 જિતુ ત્રિવેદી**




## 0 પ્રયાસ

અહીં  આવ  ગમશે તને ગોઠવાવું
બે શબ્દો વચ્ચે શ્રેષ્ઠ  જગ્યા બતાવું

બીજું તો આ પાંપણ કરી પણ શકે શું
સતત એની પાસે હું ફળિયું વળાવું

બીજા કોઈને બહુ મનાવી શકું નહિ
વધુમાં વધુ  મારા  મનને મનાવું

શબદવાંસમાં  છેદ  કરવા છે તેથી
હું કોરાશને  તીક્ષ્ણ  બનવા જણાવું

ગઝલને તરસ ફક્ત શબ્દોની ક્યાં છે
ગઝલની  તરસમાં  હું  પોતેય આવું

શિખર પર બને કે ન  સચવાય સરખા
શિખરથી  ઉપર જઈને શ્વાસો ટકાવું



અહીં મૂકવા ધારેલી કવિતા કોઈ કવિની કાવ્યપોથીમાં લપાઈને પડી છે.
એ પતંગિયાને કહોને કે ઊડી આવે અમારા તરફ !

## 0 પાનખર રાત્રિ : ડેવિડ વોગલ – ખોવાયેલી (આ)કૃતિનો કવિ વા વેદનાનો વણઝારો ( અનુ. - આસ્વાદ)

### પાનખર રાત્રિ

પાનખર રાત્રિએ
વણજોયું પાંદડું જંગલમાં ખર્યું
અરવ પડી રહ્યું જમીન પર.

માછલી નદી બહાર કૂદે
અને ધબાકાના ભીના પડઘા
અંધકારમાં સંભળાય.

કાળા દૂરત્વમાં
મંડાયેલા ઘોડાના ગબડદબ
લોપ પામે.

આ બધું
થાકેલો મુસાફર સાંભળશે
અને કંપન એની ચામડી પાર પડશે.
**O અનુ. હિમાન્શુ પટેલ**



### On Autumn Nights - David Vogel (Israel )



On autumn nights
an invisible leaf falls in the forests
lies silent on the ground.

In rivers
a fish will jump out of the water
and the echo of a wet knock
answer in darkness.

In the black distance
the galloping of invisible horses is sown,
fades away.

All these
the tired traveler will hear
and a shiver pass through his flesh.

આધુનિક હિબ્રૂ કવિ ડેવિડ વોગલ રશિયાની વસાહતમાં જન્મ્યા હતા.ત્યાંથી વિદ્યાર્થી તરીકે નીકળેલા કવિ પછી તો રીતસરના ભટકતા જ થઈ ગયા.જેમાંથી 'વિએનીસ રોમાન્સ' નવલકથા લખાઈ અને હિબ્રૂ પણ ભણ્યા. એમની ડાયરીમાં જણાવ્યું છે તેમ જે જે લોકોને મળ્યા તે બધાંએ એમને અંતર્મુખી અને ઓછાબોલા, જીવવાની હકીકતોથી અજાણ તરીકે ઓળખાવ્યા'તા.પરિણામે એ સતત ઇપ્સા અને ભૂખમરાથી પીડાયા. પછી પહેલા વિશ્વ યુધ્ધમાં અને ત્યાર બાદ, આ અંતર્મુખી સર્જક હંમેશાં 'બહારના માણસ' તરીકે જીવ્યા( પેલા કામ્યુના આઉટસાઇડર જેવું નહીં).રાજકીય પરંપરામાં વોગલને હંમેશાં અન્યતર તરીકે જ પકડી રખાયા હતા...વિએનામાં રશિયન તરીકે, ફ્રાન્સમાં ઓસ્ટ્રિયન તરીકે. વોગલ એટલા માટે આધુનિક હિબ્રૂ કવિ છે કે એમનો કાવ્યપ્રદેશ યુરોપિયન હિબ્રૂ છે. પરિણામે ભાષાકર્મ આગળ પડતું આધુનિક થવાનું છે, પરંપરાથી ફંટાવાનું છે, જે વોગલમાં દેખાયું, તેથી તો યિત્ઝહાક લાઓરે કહ્યું છેઃNo other poet writing in Hebrew ninety years ago is read so avidly by readers, who need no mediating commentary.

ઇઝરાયલી સારેગામા..માં એના એકર્ડ વોગલનું ' ઑટમ નાઈટ' ગાય છે (યૂ ટ્યુબ પર છે. અને નીચે Yehudit Ravitzના ગાયેલાં વર્ઝનની કડી છે. ) જે 'બિફોર ધ ડાર્ક ગેઈટ' સંગ્રહમાં છે, જેનું સંગીત શેમ ટોવ લેવીએ સર્જ્યું છે.આ કવિતાનો મૂળ રંગ કાળો છે. કશું દેખાતું નથી. બધું વિલયમાં જતું રહેલું દેખાય છે (સિવાય કે માછલી જે કૂદી હતી.) તો બચ્યું શું? જે બચ્યું તે કવિતા. જેનાથી કવિતા લખાઈ તે બચ્યું. ઉપરાંત એક ધ્રુજારી જે પેલા માણસમાંથી પસાર થઈ ગઈ મત્સ્ય સમ !

" રિક્ત કાળી શબપેટી..." (આનો અનુવાદ વાંચો અહીંઃ http://himanshu52.wordpress.com/ )

કવિતા ઑટમ નાઇટ કરતાં વિપરિત છે.પહેલા કાવ્યમાં થાકેલો માણસ બહાર છે , અહીં લુપ્ત છે પોતાના અંતની રાહ જોતો. બન્ને કાવ્યમાં ક્યાંક કશુંક સમાંતર ચાલે છે. કેટલાંક બહુવચની શબ્દો-શબપેટીઓ, વૃધ્ધ લોકો, મકાનો, વગેરે. બારીએ આવતી લાંબી આંગળી. પ્રશ્ન એ થાય કે એક આંગળી બારીએ આવે છે કે કશાક વિશાળનો એ ભાગ છે? વોગલના કાવ્યમાં આવું અનેકપણું ( મલ્ટિપલ્સ) ખાસ ધ્યાન ખેંચે છે. ઘણું બધું ઉદાસીમાં ઢળે છે, પણ, ત્યાં છતાંય છે આશ્વાસન આપતું સૌંદર્ય જેના મધ્યમાં હમેશા અજ્હલ્લક્ષણા છે, અંશસમગ્રનું પ્રતિનિધિત્વ છે કે પૂરતી છે. આ લક્ષણા ગેરહાજર પૂર્ણતાની મહત્ત્વાકાંક્ષા છે. આ એક ખોવાયેલી (આ)કૃતિનો કવિ છે વા વેદનાનો વણજારો છે. (Listen to Yehudit Ravitz sing 'On Autumn Nights')

**0 હિમાન્શુ પટેલ**

## o કલાનિર્મિતિ

નિસર્ગ આહીર



કલા માનવજીવનની ઉપલબ્ધિઓમાંનુ ઉચ્ચત્તમ શિખર છે. કલા એટલે માનવ દ્વારા આકારિત થયેલી આનંદપ્રાપ્તિ માટેની સૌંદર્યનિર્માણની પ્રવૃત્તિ. માનવમાત્રને કલા ગમે છે, એને કલાવાન થવું પણ ગમે, પરંતુ દરેક જણ કલાકાર થઈ શકતા નથી. જે કલાકાર છે તે કેમ કલાકાર છે એ સચોટતાથી કહી ન શકે, એમ કલાનિર્માણની પ્રક્રિયા સમજાવી ન શકે. કલાકાર કઈ રીતે કલાકૃતિનું નિર્માણ કરે છે એ કલાકાર કે વિવેચક દ્વારા શતશઃ સમજાવવું અશક્ય છે. કલાનિર્માણની સમગ્ર પ્રવૃત્તિમાં ચિત્ત જોડાયેલું હોય છે, અને ચૈતસિક સંચલનોને વ્યાખ્યાયિત કરવાં સહેલાં નથી. એટલે કોઈ સર્જક એની સર્જનપ્રક્રિયા અંગે ઈંગિતો આપી શકે, વિગતોમાં વિહાર કરાવે પણ એને સંપૂર્ણતયા સમજાવી તો ન જ શકે.

અહીં કલાનિર્મિતિને મારી વિચારણા અનુસાર હું સમજાવવાનો પ્રયાસ કરું છું. મારાથી અન્યના મત જુદા હોઈ શકે છે. હું તો માત્ર મારી સમજણ પ્રમાણે એનાં કેટલાંક અંગો પર પ્રકાશ પાડવા ઇચ્છું છું. કલાનિર્માણની સમગ્ર પ્રવૃત્તિ માણસની અભિવ્યક્તિ સાધવાની મૂળ લાલસામાં પડેલી છે. માણસ મૂલતઃ અભિવ્યક્તિશીલ પ્રાણી છે. પોતાને થયેલાં અનુભવ, અનુભૂતિ, કલ્પના, ભાવિ સ્વપ્ન, વિચાર, ઇચ્છા, આકાંક્ષા વગેરે વિશે પોતાની જાત પ્રગટ કરવાની કાયમી ઇચ્છા રહે જ છે. સામાન્ય માણસો વિશેષતઃ અન્ય સાથેની વાતચીતમાં આવી અભિવ્યક્તિ સાધતા હોય છે. એમને માટે અભિવ્યક્તિ માટેના વધારે સારા નુસખાઓ નથી હોતા, પરંતુ કેટલાક લોકો વિશેષ ક્ષમતાવાળા હોય તો આકર્ષક રીતે વાત રજૂ કરી લોકોને અચંબામાં નાખી દે છે. એમાંયે પ્રતિભાશાળી માણસ તો પોતાને મળેલાં કલાનાં અનેક માધ્યમો દ્વારા સ્વની અભિવ્યક્તિ સાધે છે. એ પોતાને ઉશ્કેરનાર એવા અનુભવો, અનુભૂતિ, દર્શન ઇત્યાદિને વધારે કલાત્મક રૂપ આપવા માટે કલાનાં માધ્યમોનો સહારો લે છે અને એમાંથી જે આકાર લે તે જ કલાકૃતિ.

માણસ જન્મથી જ પોતાની પંચેન્દ્રિય દ્વારા જગતને સમજવા પ્રયાસ કરે છે. માણસ પોતાને પ્રાપ્ત થયેલા પરિવેશમાંથી જગતનું અનેક રીતે આકલન કરે છે. એને સંસ્કાર, શિક્ષણ, કેળવણી, નિરીક્ષણ એમ અનેક સંજ્ઞાઓથી ઓળખી શકાય. બાહ્ય જગત અનુભૂતિનો વિષય બનતું જાય તેમ તેમ ચિત્ત વ્યાપક બનતું જાય. એનાથી જ માણસનું ભાવવિશ્વ આકાર પામતું જાય છે. આ ભાવવિશ્વ ઘણીવાર ક્ષોભ અનુભવે, ઉશ્કેરાટ અનુભવે, નવું દર્શન પ્રાપ્ત કરે કે એવું કંઈક. આ પ્રકારની અનેક ચૈતસિક ક્રિયાપ્રક્રિયા સતત બનતી જ રહે છે. એમાંથી કોઈક ચિત્તસંક્ષોભ પ્રતિભાવાન માણસ દ્વારા કલાકૃતિરૂપે જન્મે છે.

મમ્મટ કલાકાર હોવા માટેના ત્રણ હેતુ પ્રતિભા કે શક્તિ, નિપુણતા અને અભ્યાસના નામથી ગણાવે છે તે યોગ્ય છે. કુદરતદત્ત પ્રતિભાની સાથે લોકના નિરીક્ષણથી આવતી નિપુણતા અને વિવિધ શાસ્ત્રના અભ્યાસ દ્વારા સંમાર્જિત થયેલી પૂર્વપરંપરા પણ કલાકાર માટે આવશ્યક છે. કલાકાર હોવા માટે માત્ર પ્રતિભા જ નહિ, અનેક પ્રકારનો પ્રયાસ પણ અનિવાર્ય છે. કલાકાર હોવું એટલે જ સતત મથતાં રહેવું, ઘડાતાં રહેવું. જેટલું સંવિદ્ તંત્ર સમૃદ્ધ હોય તેટલું જ બુદ્ધિના આશ્રયે વિકસેલું તકનિકી જ્ઞાન હોવું જરૂરી છે. દરેક કલા આ પ્રકારની બૌદ્ધિક પ્રયુક્તિઓ કે કસબની અપેક્ષા રાખે જ છે. જે સતત કશું શીખતો નથી કે જાણતો નથી તે માણસ કદીય કલાકાર થઈ શકતો નથી. કલાવાન એ જ બની શકે જે આંતરિક ભાવજગત અને બાહ્ય ગતિવિધિથી સમૃદ્ધ હોય. એનું આવું આંતરબાહ્ય આવાગમન સમૃદ્ધ અને જીવંત હોવું જોઈએ. સર્જક માણસ કે આ જગતથી પર એટલા માટે ન જ રહી શકે, કેમકે એણે કલાનું નિર્માણ આ જ જગતના માણસને ધ્યાનમાં રાખીને કરવાનું છે. જેનું આવું આવાગમન ઉચ્ચ અને ભવ્ય હોય તેટલું કલા માટે વિશેષ ઉપકારક.

કલાનિર્મિતિ એક રીતે તો એક ચક્ર પૂરું કરે છે. માણસ જ કલાકાર હોય એ તો સ્પષ્ટ જ છે. તો શું બને છે કલાકૃતિના આવિષ્કારમાં? જેને આપણે સર્જક કહીએ છીએ તે સામાન્ય માણસોથી સહેજ ઊંચાઈ પર આવેલો પ્રબુદ્ધ માણસ હોય છે. એ બાહ્ય જગતમાંથી પ્રેરણા પામે છે, પોતાની સમૃદ્ધ ચિત્તનિધિમાં એને અનુભૂતિનો વિષય થવા દે છે અને પછી પોતાની આવડતથી એને અભિવ્યક્ત કરે તો કલાકૃતિ બને છે. આ રીતે સર્જન એટલે બહારથી અંદર અને અંદરથી બહાર આવતી પ્રતીતિજનક ક્રિયાપ્રક્રિયાનો ચકરાવો. કલા એટલે જ ચોક્કસ આકર્ષક અને નૂતન રૂપ આપી શકતા પ્રતિભાવાન

વ્યક્તિનો બિંબપ્રતિબિંબનો રમ્ય પ્રદેશ. જેનો સંવેદનવિશ્વ અને ચિત્તપ્રદેશ સમૃદ્ધ છે એવા માણસનાં દર્શન, અનુભૂતિ, વિચાર, કલ્પના, સ્વપ્ન, આવેગો, આવેશોનું પોતાને અનુરૂપ માધ્યમમાં અવતરિત કરવાની મથામણ એટલે જ કલાકૃતિ.

જગત જેવું છે તેવું નિરૂપાય તે નહિ, એમ અનુભવ પણ જેવો છે તેવો રજૂ થાય તે નહિ; પણ એ કલાકૃતિમાં અનેક સંસ્પર્શ પામીને નવ્ય રૂપે આવે એ જ કલાકૃતિ બને. કલા એટલે અંગતતા કે સ્થૂળતા ઓગાળીને આપવામાં આવેલ સર્વસાધારણ રૂપ. કલાકૃતિનું નિર્માણ એના સર્જકને તો આનંદ આપે જ, ભાવકોને પણ આહ્લાદિત કરે. એ અર્થમાં કલા જેટલી અંગત તેટલી જ બિનઅંગત પ્રવૃતિ પણ છે.

કોઈ પણ કલાકાર નવાં નવાં રૂપોની શોધમાં હોય છે. સાવ નિરાળું કે અપૂર્વ રૂપ આપનાર સર્જક મહાન ગણાય છે. કલા એટલે જ અપૂર્વ રૂપોની શોધ. મહાન કલાકૃતિમાં અપૂર્વતાની સાથે સાથે શાશ્વતી પણ જોડાયેલી હોય છે. એટલું યાદ રહે કે આ જગતમાં કશું જ સાવ નવું નથી કે આકસ્મિક નથી. કલાનું નવ્ય રૂપ એટલે અનેક પૂર્વ પરિસ્થિતિઓનું નૂતન સંયોજનમાત્ર. પ્રાપ્ય કાચી સામગ્રીના નવીન આયોજનને કલા કહેવાય છે. શબ્દ, રંગ, સૂર ઇત્યાદિ તો આપણને સહજ પ્રાપ્ય છે, પણ એમાંથી અપૂર્વ સંયોજન રચવું તે જ કલા છે. સીમિત કાચી સામગ્રીને અસીમિત અવસ્થામાં રજૂ કરી શકવાની આવડત જેની પાસે હોય તે જ કલાકાર છે. દૂર જઈ, પાસે આવી, આ રીતે, તે રીતે, વધારે સારી રીતે – એમ અનેક પરિસ્થિતિમાં કલાસામગ્રીને ચકાસવી પડે છે. એ અર્થમાં કહી શકાય કે જે નવાં નવાં રૂપોનું નિર્માણ કરી શકે છે તે જ સર્જક.

શબ્દમાં આવાં અનેક અને અનંત રૂપો આપવાની શક્યતા છે એટલે જ સૌથી વધુ સિદ્ધ-પ્રસિદ્ધ કલાનું શ્રેય સાહિત્યને મળેલું છે. અન્ય કલા પ્રમાણમાં સ્થૂલ હોવાથી અને લોકોને એનો અનુભવ ઓછો હોવાથી એમની મર્યાદા છે. દા.ત. સંગીતમાં સૂરને અને તાલને અનેક રીતે મૂકી જ શકાય છે, પણ સામાન્ય લોકોને એની અપૂર્વતાનું જ્ઞાન ન હોય, એટલે બધા માટે એ ભાવનનો વિષય બની શકતી નથી. પણ શબ્દ સાથે તો તમામનો નાતો છે એટલે શબ્દસંયોજનથી સિદ્ધ થતી કલા ભાવન માટે અન્ય કલાઓને મુકાબલે સુગમ બને છે. છતાં બીજી બાબત એ પણ ધ્યાનમાં રાખવી ઘટે કે સાહિત્યકૃતિના ભાવનમાં ભાષા એક અંતરાય બને છે. અન્ય અજાણી ભાષાની કૃતિ માણી શકાતી નથી, જ્યારે શિલ્પ અને ચિત્ર જેવી કલાઓ સર્વદેશીય છે. એને આવાં બંધનો લાગુ પડતાં નથી. પણ આવી કલાને જોવા એના સ્થળે જ જવું પડે છે. તાજમહાલને જોવો હોય તો આગ્રા જ જવું પડે. એ પ્રમાણે જોઈએ તો દરેક કલાની વિશિષ્ટતા છે તેમ મર્યાદા પણ છે. ઉત્તમ કલાકાર માધ્યમગત આવી મર્યાદાને જ અમર્યાદ શક્યતામાં ફેરવી નાખે છે.

કલાનિર્માણમાં દેશ અને કાળ ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે, પણ ઉત્તમ સર્જક એનાથી પર થઈને પણ આગવું કલાકીય સત્ય નીપજાવતો હોય છે. દરેકે એ યાદ રાખવું જરૂરી બને છે કે વાસ્તવનું યથાતથ નિરૂપણ કે આલેખન એ કલા નથી. કલા તો કલાકારના ચિત્તમાંથી રસાઈને નવું રૂપ ધારણ કરે છે. વાસ્તવ અને કલા હમેશાં ભિન્ન હોય છે. વાસ્તવ જો કલાના ધોરણે ન અવતરે તો એ કલા જ નથી બનતી. વાસ્તવની કલા અને કલાનું વાસ્તવ વચ્ચેના ભેદની દરેકને ખબર હોવી જોઈએ.

કલાકારે જાતને પ્રામાણિક રહેવાનું છે. સમયાંતરે કલાસિદ્ધિમાં જો હથોટી આવી જાય તો એનાથી બચવાનું છે. તો તો પછી એ કસબ બની રહે, કલા નહિ જ. સતત નવાં રૂપોની શોધ, માધ્યમને અનેક રીતે પ્રયોજી શકવાનો પ્રયાસ, અપ્રસ્તુત જગતની પણ પ્રતીતિકર પ્રસ્તુતિ, તમામ શક્યતાઓ તાગવાની મથામણ ઇત્યાદિ દ્વારા જાતને અને જગતને વફાદાર રહેવાનું છે. કલા સૌંદર્યનિર્માણની પ્રવૃત્તિ હોઈ એમાં વિસ્મય અને રસિકતા લઈને જે સતત કલાકીય અપૂર્વતા સિદ્ધ કરે છે તે જ માનવજીવનની સમૃદ્ધિનો રમ્ય મુકામ બની શકે છે.

## 0 સાભાર સ્વીકાર

0 શબ્દપ્રત્યય ( વિવેચન) : લાભશંકર પુરોહિત, પ્રકાશક - સંવાદ પ્રકાશન, ૨૩૩ રાજલક્ષ્મી સોસાયટી, જૂના પાદરા રોડ, વડોદરા- ૩૯૦ ૦૦૭. કિંમત રૂપિયા ૧૮૦.૦૦ સંપર્ક : ૨૬૫ ૨૩૧૨૭૪૭

0 સૂરજનાં તેજ કિરણો (એકાંકી ) : સતીશ કલૈયા, પ્રકાશક - કલૈયા આર્ટ્સ ઍન્ડ પબ્લિકેશન્સ, નવી મુંબઈ. સંપર્ક : ૦૯૮૩૩ ૭૫૪ ૭૬૮ કિંમત રૂપિયા ૧૨૦.૦૦

0 કલશોર (બાળકાવ્ય) : કાન્તિભાઈ એમ. શર્મા, પ્રકાશક : પોતે , મુખ્ય વિક્રેતા : રન્નાદે પ્રકાશન , ૫૮/૨, બીજે માળ, જૈન દેરાસર સામે, ગાંધી રોડ,અમદાવાદ. કિંમત રૂપિયા ૬૫.૦૦ સંપર્ક : ૦૭૯ ૨૩૨૨૪૪૯૧

## ૦ અરથ અંતરી........

ફારૂક શાહ



આજકાલ અસ્મિતાનો મુદ્દો સાહિત્યમાં પૂરી તીવ્રતા સાથે ખેડાતો જોવા મળે. તેને કારણે આજ સુધી ગૌણ સ્થાને રહેલા લોકસાંસ્કૃતિક પક્ષો ભાષામાં રચનાત્મક આકારો ધારણ કરવા માંડ્યા હોય એવું એક વાતાવરણ રચાય છે. ઘણા બધા એવા સામાજિક અને માનવ અસ્તિત્વગત પ્રશ્નો કેન્દ્રમાં આવવા માંડ્યા છે કે જે મહત્ત્વના હોવા છતાં દબાયેલા રહેવા પામ્યા હતા. આ માટે અભિવ્યક્તિના માધ્યમ તરીકે જે આધાર લેવાય છે તે મોટા ભાગે સાંપ્રત સમય અને તેને સંબંધિત પરિસ્થિતિઓનો હોય છે. આધુનિકતાના રૂપસિદ્ધિના દોરમાં સાંપ્રતની અનેક દાર્શનિક બાજુઓ અને વૈયક્તિક રીતે વ્યથિત બનાવતી મુદ્રાઓ આપણી સામે આવી હતી. નિર્મમ રીતે વ્યથા પહોંચાડી નિભ્રાન્ત બનાવતો સાંપ્રત સમય ત્યાં હતો. એ સાંપ્રત નિભ્રાન્ત બનાવીને, આપણને એકલા અટૂલા પાડીને, એક તથ્યહીન એક નર્થ ભર્યા સમય ખંડમાં આપણા હોવાપણાને મૂકી આપતો હતો. આજે હોવાપણાની સાર્થકતાની શોધ છે. એટલે સાંપ્રત એના ઐતિહાસિક, સામાજિક, સાંસ્કૃતિક તેમ જ મનુષ્યતાની પરિપાટીએ ઊભેલા પ્રશ્નો અને સંદર્ભો સાથે પ્રગટ થવાનું કરે છે. વ્યક્તિના હોવાના પ્રશ્ન જોડે દેશના અને વિશ્વના પ્રવાહોને સાંકળી, કોઈ માનવીય પ્રતીતિકરતા હોય તો તેને શોધી કાઢવાની તત્પરતા તે દર્શાવે છે.

આ પ્રકારની તાત્ત્વિક ભાવભૂમિ ધારણ કરતી સ્મૃતિકના હોવલાદરની એક બંગાળી ગીત-કવિતા જોઈએ. આમાં વૈશ્વીકરણનું વાસ્તવ ઝીલી લોકગત સંકુલ તંતુઓને ઉકેલવાનું કરતા સંકેતો સામેલ કરવામાં આવ્યા છે. ઈતિહાસ અને સંસ્કૃતિની વકીલાત કરતો જે પ્રચલિત વિમર્શ છે તેમાં ન ઉલ્લેખાતાં હોય તેવાં કેટલાંક વિમર્શબિંદુઓ કવયિત્રીએ એમાં ટપકાવી આપ્યાં છે. એ વિમર્શબિંદુઓ આમસ્તરે પથરાઈને પડેલી લોક-ચેતનાની મનોવૈજ્ઞાનિક ગૂંચ અને મંથનને રજૂ કરતા હોય એ પ્રકારનું સ્ટેન્ડ કવયિત્રી લે છે. આ ગીત-કવિતાની મુખ્ય ખાસિયત એ છે કે તે લોક-પ્રસાર માટે લખાયેલું છે. કવયિત્રી લોક-ગાયિકા છે. બંગાળના તળ લોકગીત અને બાઉલ ગાયનની તર્જ પર થયેલી લોકમાં વહેતી આ રચનાની એવી ભાષાકીય મુદ્રા અનુવાદની મર્યાદાને કારણે આપણે ફિલહાલ તો લાવી નથી શક્યા પણ મૂળની વસ્તુ-સામગ્રી સામ્પ્રતના વિશ્લેષણનું એક નમૂનારૂપ ચિત્ર જરૂર રજૂ કરી જાય છે. જોઈએ :

### ૦ પૂછીએ (બંગાળી કવિતા)

સ્મૃતિકના હોવલાદર

વૈશ્વીકરણના આ સમયમાં
વંચિતો, શોષિતો અને ઉત્પીડિતોએ
કૈં કેટલીય વસ્તુઓ પરસ્પર વહેંચવાની છે
આપણે એમને પૂછીએ...

ભારતીય લોકોની ઓળખ શું છે ?
કોણે રચ્યો છે ઈતિહાસ પોતાના પ્રેમથી
અને મેળવી છે સ્વતંત્રતા ?
શા માટે તે બધાં ઘરબાર વિનાનાં છે ?
આપણે એમને પૂછીએ...



રંગબેરંગી ઘણા બધા ઝંડાઓ
લહેરાઈ રહ્યા છે ઊંચે ને ઊંચે
શોષિત કચડાયેલા લોકોએ

પ્રાણોની આહુતિ આપી
પણ બદલામાં  શું પામ્યા ?
તેમની પોતાની જમીન
અને એ જમીન ખેડવાનો અધિકાર
તેઓએ ગુમાવવો  પડ્યો
શોષક અને  શોષિત વચ્ચેનો સંઘર્ષ
વણથંભ્યો ચાલ્યો જ આવે છે
રહે છે ગરીબો  છેવટે ગરીબ જ

આપણે સ્વતંત્રતા મેળવી
આપણા બધાનું લોહી અર્પણ કરીને
પણ આ  સ્વતંત્રતા છે કે પછી ગુલામી
આપણે એમને પૂછીએ...

( *ડો. જયદીપ સારંગીના ઇંગ્લિશ અનુવાદના આધારે)



## o આ અંકના ફોટોકલાકાર



માર્કુસ સ્ટડમન
Markus Studtmann

જર્મનીના બર્લિન શહેરના રહેવાસી  ૪૦ વર્ષીય **માર્કુસ સ્ટડમન (Markus Studtmann )** વ્યવસાયી ફોટોગ્રાફર અને માનસશાસ્ત્રી છે. ૮૦ના દસકાથી શ્વેત-શ્યામ ફોટોગ્રાફીથી શરૂઆત કરીને  અત્યારે કલર ફોટોગ્રાફીના લગભગ બધા વિભાગમાં કામ કરી રહ્યા છે. ટાંગો નામક નૃત્ય અને સુંદર સ્થળોને ઝીલવામાં તેમને વિશેષ રુચિ રહી છે. તેઓ યોગ્ય છબીસંરચના દ્વારા વિશિષ્ઠ મનોજગતને પ્રતિબિંબિત કરવા મથી રહ્યા છે. પ્રકાશ અને રંગોના આગવા સંમિશ્રણ દ્વારા તેઓ ઘણા સુંદર ફોટોગ્રાફ્સ મેળવી શક્યા છે. તેમના ફોટોગ્રાફ્સ Rostock delüx નામક સામયિક તથા  પુસ્તકો  જેવાં કે 'Buchstabentango' [Tango of letters] અને Petra Kleinert નાં કાવ્યો સાથે પ્રગટ થયેલ છે.

તેમનું કામ http://www.500px.com/blog/331/markus-studtmann અને www.1x.com ઉપરાંત તેમની વેબસાઈટ www.paintingwithlight.de ઉપર પણ જોવા મળે છે.



જીજ્ઞેશ અધ્યારૂ



(વેબજગતની વાતોને સંકલિત કરી આપ સમક્ષ મૂકવાનો પ્રયાસ... આ વખતે એક ખૂબ ઉપયોગી વેબસાઈટની લટાર મરાવે છે આપણા ઉત્સાહી વેબકર્મી શ્રી જીજ્ઞેશ અધ્યારૂ - સંપાદક)

## ગુજરાતી લેક્સિકોન .કોમ (વેબ પરિચય)




**http://gujaratilexicon.com**

ગુજરાતી ભાષાનો વેબવિશ્વમાં પ્રચાર અને પ્રસાર કરવામાં બ્લોગરો અને વેબડેવલોપરોનો સહિયારો ફાળો છે. જ્યારે ગુજરાતી ફોન્ટ ઉપલબ્ધ નહોતા ત્યારે લખાણને સ્કેન કરીને ગુજરાતી ભાષાને વંચાતી કરવાનો પ્રયત્ન કરનારાઓની ધગશ અનોખી હતી. શ્રી રતિલાલ ચંદેરિયા અને સહકાર્યકરો દ્વારા વેબરત કરાયેલ આપણી ભાષાના શબ્દોનો મેળો જાન્યુઆરી 2006થી ગુજરાતીલેક્સિકોન નામે ઓનલાઈન થયો. લેક્સિકોન એટલે શબ્દકોશ, આ એક બહોળો અને સમૃદ્ધ શબ્દકોશ છે જે અનેક પ્રકારની સુવિધાઓ અને પદ્ધતિઓ દ્વારા ભાષા વિશેની સાચી જાણકારી ઉપલબ્ધ કરાવે છે.

અહીં શબ્દોને ગુજરાતીથી ગુજરાતી, ગુજરાતીથી અંગ્રેજી, અંગ્રેજીથી ગુજરાતી તથા હિન્દીથી ગુજરાતી એમ અનેક સ્વરૂપોમાં જાણી શકાય છે, વિરુદ્ધાર્થી શબ્દો, સમાનાર્થી શબ્દો, રૂઢિપ્રયોગો, કહેવતો તથા શબ્દસમૂહ માટે એક શબ્દ વગેરે જેવી અન્ય ભાષાકીય મદદ પણ ઉપલબ્ધ છે, ગુજરાતી જોડણી માટેનું સ્પેલચેકર ઉપરાંત વિન્ડોઝ અને મેક ઓપરેટિંગ પદ્ધતિ સાથે વાપરી શકાય તેવા ગુજરાતી ભાષાને લગતા સોફ્ટવેર જેવા કે ડિક્શનરી અને સ્પેલચેકર અહીંથી ડાઉનલોડ માટે ઉપલબ્ધ છે. વિસ્તાર વિશેષના લોકોના ઉપયોગને લીધે મર્યાદિત પ્રસાર ધરાવતા શબ્દો હોય કે અન્ય ભાષાના; પરંતુ આપણી ભાષાના અંગ થઈ ગયેલ શબ્દો હોય, તેમને આ બૃહદ કોશમાં ઉમેરવા માટે લોકકોશની સગવડ છે જેમાં વપરાશકારો જોડણીકોશમાં ન હોય તેવા નવા શબ્દો ઉમેરી શકે છે. ગુજરાતીથી જાપાનીઝ અને ચાઈનીઝ જેવી સગવડો પણ ઉપલબ્ધ થઈ રહી છે.

ગુજરાતી લેક્સિકોન આ રીતે ભાષાને, તેના શબ્દો અને અર્થને ઈ-સ્વરૂપમાં સરળતાથી અને સહજતાથી ઉપલબ્ધ કરાવે છે. અંગ્રેજી જાણતી આજની પેઢીને પોતીકી ભાષાને સમજવામાં અને એમ તેનો ઉપયોગ કરવાના કાર્યમાં મદદરૂપ થવાનો તેનો હેતુ પૂર્ણ થઈ રહ્યો છે એ જ તેની ઉપયોગિતા દર્શાવે છે.

### અમારું નિરીક્ષણ :

વેબસાઈટ ડિઝાઈન અને પ્રાથમિક છાપ આકર્ષક, સરળ અને હેતુલક્ષી છે, હોમપેજ લોડ સમય આશરે 1.20 સેકન્ડ તથા સાઈઝ 857 kb છે પરંતુ આંતરિક પાનાંઓનો લોડ સમય થોડો વધારે છે. ઉપયોગિતાને મહત્ત્વ આપવા મેન્યૂ તથા અન્ય કડીઓના ફોન્ટ જરૂરતથી વધુ નાના છે. એન્ડ્રોઈડ તથા આઈફોન-આઈપેડ સ્વરૂપોમાં લેક્સિકોન ઉપલબ્ધ કરાવાય તો સુવિધા વધુ ઉપયોગી બની શકે.

## O કેકારવ

ઉર્દૂ સાહિત્યના અગ્રીમ શાયર નિદા ફાઝલી કે જેમને તાજેતરમાં પદ્મશ્રીથી વિભૂષિત કરવામાં આવ્યા. તેમને તેમના પ્રભાવી અંદાઝમાં માણીએ ... ( વિડીયો લિંક)



નીદા ફાઝલી : જીવન – કવન - http://www.youtube.com/watch?v=Eby0srmObOU
ગઝલ પઠન - http://www.youtube.com/watch?v=bo9fClSlDTo
http://www.youtube.com/watch?v=UpbA1e9RTCY
દોહા - http://www.youtube.com/watch?v=3yeIrkRR6IE

નિદા ફાઝલી

## – સાહિત્યવૃત્ત –

O એચ.કે આર્ટ્સ કોલેજ, અમદાવાદ ખાતે કવિ અનિલ ચાવડાનાં એક સાથે ત્રણ પુસ્તકો: 'સવાર લઈને' (ગઝલસંગ્રહ),'એક હતી વાર્તા' (વાર્તાસંગ્રહ) અને 'શબ્દ સાથે મારો સંબંધ ' (લેખસંગ્રહ) નું વિમોચન પુજ્ય શ્રી મોરારિબાપૂના હસ્તે થયું. આ પ્રસંગે પુજ્ય બાપુ ઉપરાંત સર્વશ્રી ચિનુ મોદી ,હર્ષ બ્રહ્મભટ્ટ તથા જય વસાવડાએ પ્રાસંગિક વક્તવ્યો આપ્યા. કવિ અનિલ ચાવડાએ પ્રતિભાવ આપ્યો. રઈશ મનીઆરનું સુંદર સંચાલન અને સાહિત્યકારો – કલાકારોની બહોળી ઉપસ્થિતિ.

O કવિ સતીશચન્દ્ર વ્યાસ 'શબ્દ' દ્વારા કવિવર રવીન્દ્રનાથ ટાગોર વિષે ત્રણ સ્થળોએ રસપ્રદ દ્રશ્ય-શ્રાવ્ય વક્તવ્યો થયાં. પ્રથમ : રવીન્દ્રભારતી યુનિ. શાંતિનિકેતન – કોલકત્તા (૨૫ જાન્યુ.) , દ્વિતીય : 'હલચલ' મેગેઝિન –કોલકત્તા (૨૬ જાન્યુ.) તથા તૃતીય : સોમનાથ પરિસર (૧૬ ફેબ્રુ.)

O શ્રી સોમનાથ ટ્રસ્ટ દ્વારા 'વસંતનાં વધામણાં' નામક કવિસંમેલન યોજાયું. જેમાં કવિઓ સર્વશ્રી વીરુ પુરોહિત, યજ્ઞેશ દવે, સંજુ વાળા, વસંત જોષી તથા મિલિંદ ગઢવીએ ભાગ લીધો. સંકલન શ્રી અંબાદાન રોહડિયાનું.

O ભાવનગરના કવિ ડૉ.નટુભાઈ પી. પંડ્યાનું કાવ્ય ' હા, આ ઘર છે 'ને મહારાષ્ટ્ર સ્ટેટ સેકન્ડરી એન્ડ હાયર સેકન્ડરી બોર્ડ દ્વારા ધોરણ ૧૦ ના ગુજરાતી પાઠ્યપુસ્તકમાં સમાવિષ્ઠ કરવામાં આવેલ છે.

O શ્રી વિપુલ કલ્યાણી દ્વારા બ્રિટનથી પ્રગટ થતું સાહિત્યિક પત્ર 'ઓપિનિયન' ૩૧ માર્ચ ૨૦૧૩ પછી તેના નવા વેબ સંસ્કરણમાં પ્રગટ થશે.

O નાગરિક સમાજની ઊજળી બાજુને ઉજાગર કરતું , ફક્ત હકારાત્મકતા જ ફેલાવતા સમાચારોનું આગવું અનિયતકાલિક અખબાર 'સરસ સમાચાર' શરૂ થયું છે. તંત્રી: સંજય દવે, ૪૫, ધર્મનગર સોસાયટી,સાબરમતી, અમદાવાદ-૫. ઈ-મેઈલ : sanjay7370@gmail.com

O શ્રી સાંઈલીલા વેલ્ફેર ટ્રસ્ટના ઉપક્રમે યોજાતી 'ઝરૂખો' નામે સાહિત્યિક સાંજ અંતર્ગત તા.૧૧/૧/૨૦૧૩ના રોજ બોરીવલી,મુંબઈ ખાતે જાણીતા અધ્યાત્મ પુરુષ અને હિમાલયયાત્રી શ્રી ભાણદેવજીએ તેમના હિમાલયયાત્રાના અનુભવો વિષે વક્તવ્ય આપ્યું. કવિ સંજય પંડ્યાએ ભૂમિકા બાંધી .

O ગુજરાતી સાહિત્યિક સમસ્યાઓ તેમજ મર્યાદાઓને રજૂ કરતું આધુનિક કવિતાનું દ્વિમાસિક 'પગલું' હિમાન્શુ પટેલ તથા નલિન પંડ્યા દ્વારા શરૂ થયું. લવાજમ : ૧૫૦.00 રૂપિયા. સંપર્ક : ૯૮૨૪૦૭૬૧૬૮

O પ્રગતિ મિત્ર મંડળ(બોરીવલી-કાંદીવલી) દ્વારા મીના ભાનુભાઈ સુથાર કાવ્યસ્પર્ધા તથા એકોક્તિ લેખન સ્પર્ધાનું આયોજન કરવામાં આવ્યું. કાવ્યસ્પર્ધાના નિર્ણાયક કનુભાઈ સૂચક તથા કવિ રજેનભાઈ બ્રહ્મભટ્ટ હતા. વિજેતાઓ –પ્રથમ: સુનીલ મેવાડા, દ્વિતીય: હિતા વ્યાસ તથા તૃતીય: મૈત્રેયી યાજ્ઞિક . એકોક્તિ સ્પર્ધાના નિર્ણાયક દિલીપ રાવલ હતા અને વિજેતાઓ – પ્રથમ: ડૉ.ભાવેશ જોષી, દ્વિતીય: ચંદ્રકાંત સંઘવી તથા પ્રેરણા લીંબડી તથા તૃતીય: વનલતા મહેતા તથા સેજલ પોંદા. કાર્યક્રમનું સંચાલન સાહિત્ય વિભાગના ચેરપર્સન પ્રતિમા પંડ્યાનું. (આપની આસપાસ બનતી સાહિત્યિક ઘટનાઓને ઝીલવા 'નિસ્યંદન' ઉત્સુક છે.)

## o આપના પ્રતિસાદ......

૧) Wishing you a diwali all illumination. May you keep spreading the light through your lovely spread of *Nisyandan* on our computer screens. I keep waiting to see it and avidly go through it immediately on receiving it. I often think browsing through the magazine that you have the taste and the team to bring out a similar magazine on Art only. Of course, you do include art and photography with poetry and the whole carries a feeling of union and completeness which is very touching. Congratulations.
If someone asked me what is the best gift you had in 2012, I would unhesitatingly reply *NISYANDAN* on my computer screen. **Dhanavanti Nagada**

૨ 'નિસ્યંદન'નો સુ. દ. વિશેષાંક શ્રી અશ્વિન દેસાઈ મારફત મળ્યો. ખૂબ ઉત્તમ કામ થયું છે. આંતર્વસ્તુ અને બાહ્યકલેવર બન્ને રીતે સધ્ધર. ક્યાંય ઢીલ નહીં. નિશાનચૂક માફ, નહીં માફ નીચું નિશાન. વાહ. સમગ્ર ટીમને અભિનંદન. સ્નેહપૂર્વક, **રમણીક અગ્રાવત.**

૩) આ એક એવું પ્રથમ મેગેઝિન છે જેનું લવાજમ છે ઉમળકો અને કાવ્યનિષ્ઠા. વાહ ! ક્યા બાત હૈ. તમારી સાથે અમારી શુભેચ્છા છે. **નાથાભાઈ દેવાણી**

૪) Yogeshbhai, You are doing a great job of putting Gujarati Literature on world map by publishing 'Nisyandan' online. There should be more and more such magazines in online format. My friend Faruk Shah had also sent me some copies of earlier Nisyandan Issues. Thanks again. Wish you success. **Dilip Bhatt**

૫) ખૂબ જ રસપ્રદ અંક થયો છે. ઘણો જ ગમ્યો. તેમના(સુ.દ.ના) સાહિત્યિક જીવનના લગભગ બધાં જ પાસાં આવરી લીધાં છે. તમારા શ્રમ, રુચિ અને વિના મૂલ્યે ગુજરાતી સાહિત્યજગતને પ્રેમપૂર્વક કંઈક આપવાની અંતરની લાગણી બદલ મારા તહે દિલના અભિનંદન સ્વીકારશો. **પ્રવીણ શાહ**

૬) યોગેશભાઈ , તમે એક પછી એક ઉત્તમ અંક આપો છો ...અભિનંદન ...સુરેશભાઈની હૃદયસ્થ સ્મૃતિને આ અંક વધુ સંકોરે છે ..
કેટલાક મિત્રોને અંક મોકલું છું, જેમને તમે હવે પછીના અંક મોકલી શકો. **સંજય પંડ્યા**

૭) પ્રિય શ્રી યોગેશભાઈ, 'નિસ્યંદન'ના અંકો જોઈ ગયો છું. કામ તરીકે આવા વીરડાની મહત્તા ઘણી. ખાસ કરીને નાનાં ગામ અને શહેરોમાં . તમે આ વખતના અંકમાં ફોટોગ્રાફ સારી રીતે મૂક્યા છે. કામ કામને શીખવાડતું હોય છે! અભિનંદન ! **દીપક દોશી**

૮) ગુજરાતી પદ્યક્ષેત્રે પા પા પગલી દ્વારા અનોખી ભાત પ્રગટાવતું 'નિસ્યંદન' સુંદર સંપાદન સાથે ઉત્તરોત્તર નામના મેળવતું જાય છે એ જાણી આનંદ થાય છે. સ્વ. સુરેશ દલાલ સ્મૃતિ અંક તમામ સાહિત્યરસિકો માટે સંગ્રહયોગ્ય બની ગયો છે અને તેને માટે તમને સહુ મિત્રોને ખોબલા ભરીને અભિનંદન પાઠવું છું. **દિગંબરભાઈ સ્વાદિયા.**

### ૨૫ વર્ષ પહેલાં....

('નિસ્યંદન'ને ૨૫ વર્ષ પહેલા મળેલ કવિ વિપિન પરીખનો પ્રતિસાદ , જે આજે પણ તેના બધા જ સંદર્ભો સમેત ત્યાં જ ઊભો છે... બિલકુલ અમારી જેમ જ !!!... સંપાદક)

" 'નિસ્યંદન' મે-જૂનનો અંક મળ્યો ત્યારે કોણ જાણે કેમ મને નારાયણ સૂર્વેનું કાવ્ય યાદ આવ્યું " કવિતા લખી તેના કરતાં રદ્દી વેચી હોત તો સારું થતે....! " આજે આ ભૌતિકવાદી , ભોગવાદી યુગમાં કવિતા કોણ વાંચશે, કોણ મૂલવશે ? તમાં હવે આ અંગ્રેજી મીડિયમનો વાવંટોળ આપણાં બાળકો, કુમારોને ખેંચી જાય છે. કોણ શાંભળશે ? આવા હતશાજનક વાતાવરણમાં તમે કાવ્યનું ગીત ધીમા સૂરે છેડતા રહો છો તે માટે અભિનંદન. નવી અને ઊગતી પ્રતિભાનું આમાંથી માવજત અને સંવર્ધન થશે એવી મને શ્રધ્ધા છે. ગાંઠનું ગોપીચંદન કરવાનો આ ગોરખધંધો ભલે કશું ન આપે, થોડાક તમારા-મારા જેવા પાગલોને તરબતર કરે તો ધનભાગ્ય ! આ પ્રવૃત્તિ વડની જેમ વિસ્તરતી રહે તેવી શુભેચ્છા. "

**o વિપિન પરીખ તા : ૨૦/૦૭/૧૯૮૮**



## મહીપતરામ નીલકંઠ

**( કેળવણીકાર, સુધારક, નવલકથાકાર, ચરિત્રકાર. ૩-૧૨-૧૮૨૯ - ૩-૯-૧૮૯૧ )**

તેમણે સુરતની ગામઠી શાળામાં પ્રાથમિક શિક્ષણ અને સરકારી અંગ્રેજી શાળામાં અભ્યાસ કર્યો અને ત્યાં જ ૧૮૫૧માં મદદનીશ શિક્ષક તરીકે તેઓ જોડાયા. ૧૮૫૨માં ઍલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટ, મુંબઈના હાઇસ્કૂલ વિભાગમાં દાખલ થયા અને ૧૮૫૪માં ત્યાં શિક્ષક નિમાયા. ૧૮૫૭માં અમદાવાદની માધ્યમિક શાળાના મુખ્ય શિક્ષક ને પછી નિરીક્ષક બન્યા. ૧૮૫૯માં ‘હોપ વાચનમાળા’ સમિતિના સભ્ય તરીકે પસંદગી પામ્યા અને ટ્રેનિંગ કૉલેજોના અનુભવ લેવા સરકારે તેમને ૧૮૬૦માં ઈંગ્લેન્ડ મોકલ્યા. ( પરદેશ ગમન કરનાર પહેલા ગુજરાતી ! ) પરત આવીને ૧૮૬૧થી નિવૃત્તિપર્યંત અમદાવાદની પ્રે. ર. ટ્રેનિંગ કૉલેજના આચાર્યપદે રહ્યા. ૧૮૫૦માં ‘પરહેજગાર’ નામના પત્રનું સંપાદન સંભાળ્યું અને ૧૮૬૨ થી કેટલાંક વર્ષો સુધી ‘ગુજરાત શાળાપત્ર’ના સંપાદક તરીકે રહ્યા. ‘પ્રાર્થનાસમાજ’ અને ‘ગુજરાત વર્નાક્યુલર સોસાયટી’ જેવી અનેક સંસ્થાઓમાં મંત્રી ને પ્રમુખ તરીકે તેમ જ સક્રિય કાર્યકર તરીકે તથા અમદાવાદ મ્યુનિસિપાલિટીના કમિશનર અને ચૅરમૅન તરીકે પણ એમણે સેવાઓ આપેલી. અમદાવાદમાં અવસાન.

તેમની નોંધપાત્ર કૃતિઓ : ગુજરાતી સાહિત્યનો પ્રથમ પ્રવાસગ્રંથ ગણાયેલી એમની કૃતિ ‘ઈંગ્લાંડની મુસાફરીનું વર્ણન’ (૧૮૬૨), ‘ઉત્તમ કપોળ કરસનદાસ મૂળજી’ (૧૮૭૭) અને ‘મહેતાજી દુર્ગારામ મંછારામ ચરિત્ર’ (૧૮૭૯) ગુજરાતી સાહિત્યનાં નોંધપાત્ર ચરિત્ર , ‘પાર્વતીકુંવર આખ્યાન’ (દ્વિ.આ.૧૮૮૧) ગદ્યકૃતિ અને ‘અકબરચરિત્ર’ (દ્વિ.આ.૧૮૮૭) એ ઇતિહાસવિષયક ચરિત્ર છે.

ગુજરાતી સાહિત્યની પ્રારંભકાળની, પ્રાથમિક સ્વરૂપની, પણ ઐતિહાસિક દ્રષ્ટિએ મહત્ત્વની એમની ત્રણ નવલકથાઓમાંથી ‘સાસુવહુની લડાઈ’ (૧૮૬૬)માં હિંદુ કુટુંબજીવનનાં પાત્રો, એમના સ્વભાવ અને પ્રસંગોનું હાસ્યની છાંટવાળું નિરૂપણ છે. તત્કાલીન લગ્નગીતોનો અને દંતકથાઓનો વિનિયોગ સાધતી ઐતિહાસિક નવલકથાઓ ‘સધરા જેસંગ’ (૧૮૮૦) અને ‘વનરાજ ચાવડો’ (૧૮૮૧) પ્રસંગ-વર્ણનો આપતી કથાઓ જેવી છે. એમણે સંપાદિત કરેલો ભવાઈના ઓગણીસ વેશોનો , સર્વપ્રથમ સંકલનરૂપ ‘ભવાઈસંગ્રહ’ એમની અગત્યની સાહિત્યસેવા છે. કોલંબસ, ગૅલીલિયો, ન્યૂટન વગેરેનાં જીવનવૃત્તાંતો નિરૂપતું ‘ચરિત્રનિરૂપણ’ (૧૮૫૬) તથા નાનાભાઈ હરિદાસ સાથે મળીને એમણે કરેલું ચૅમ્બરના પુસ્તકનું ભાષાંતર બોધક છે. ‘ગુજરાતી ભાષાનું નવું વ્યાકરણ’ (૧૮૮૩) અને ‘વ્યુત્પત્તિપ્રકાશ’ (૧૮૮૯) એમના શાળોપયોગી ગ્રંથ છે ( વિકીપીડિયામાંથી શ્રી બારીન મહેતાના લખાણના આધારે )

